પાપ શું ને પુણ્ય શું, મિથ્યા નિરર્થક વાદ છે;
સમજી સમયને દ્રવ્ય સાંચે એ જીવન આબાદ છે.
શાસ્ત્ર વેદ અસત્ય ને, પોથાં બધાં જુઠ્ઠાં અરે!
ભાંગ પી પી ને બનાવ્યાં, કાંઈ ના અક્કલ મળે.

---

( અક્કલ )

બતાવ્યું ચિત્ર નાયકનું, પ્રિયે ઓ પાઠકો પ્યારા;
બતાવું નાયિકા શાણી, પતિ સમજે નયનતારા.
ધણી જે જાય ઉત્તરમાં, મળે ના કાંઈએ રસ્તો;
પડે અંધાર વચમાં ત્યાં, જડે ના કાંઈએ રસ્તો.
પતિનું રૂપ જુદું ને પ્રિયાનો વેશ ન્યારો છે;
વિદેશી એક તો બીજી, સ્વદેશીનો સીતારો છે.
નથી ઉમ્મર બહુ તેની, સગુણી સુંદરી શાણી;
શિખામણ આપતી પતિને, છતાં પત્થર ઉપર પાણી.
મનોહર રૂપમૂર્ત્તિ એ, દયાની જીવતી દેવી;
કળિના કાળમાં જાણે, સુકન્યા ને સીતા જેવી.
ત્યજીને છાયલો સાડી, ધરે છે અંગ પર ખાદી;
વિદેશી વસ્ત્ર ત્યાગીને, ચહે છે દેશ આબાદી.
ચલાવી રેંટીયો ઘરમાં, સુતરના તાર વણનારી;
પુજે મોહન પ્રભુને એ, જીવનનું નાવ તરનારી.
વરસ છે વીસની ઉમ્મર, ઘણું એ જ્ઞાન ધરનારી;
સીતાને શાસ્ત્રના મંત્રો, વિચારે ને સમનારી.

( વિષમ હરિગીત )

લેખકઃ—

નામ એનું શાન્તિ ને, એ શાન્તિનો અવતાર છે;
પામી સુશિક્ષા પ્રેમદા, પતિ એજ બસ આધાર છે
પાડોશમાં રહે વણિક કન્યા, નામ મોહિની હતું;
ઉમ્મર વરસ પંદર અને, સૌન્દર્ય રતિ જેવું હતું.
કન્યા સુધારક બાપની, હજીયે કુંવારી રહી હતી;
સ્વચ્છંદી નિરંકુશ થઈ, સર્વત્ર તે ફરતી હતી.
ચંચળ હતાં બે નયન ને, ત્યાં કામજ્વાળા સળગતી;
ક્ષણ ક્ષણ અને પળ પળ કીકીઓ આંખમાંની ફરકતી.
ગાલો ગુલાબી લાલને, એ હાથમાં મેંદી હતી;
સૌન્દર્ય અદ્‌ભુત જોઈને, સહુ કામીને ચિંતા થતી.
કટિ પાતળી છે કેશરી સમ, ચાલ બસ ગજગામિની;
બન્ને નયન જાદુ ભર્યાં, જાણે ત્રિભુવનમોહિની;
ચાલતી એ લટકમાં ને, ચેન ચાળા બહુ કરે;
ધર્મનું નહિ ધ્યાન ને, લજ્જા મૂકી ફરતી ફરે.
હમ્મેશ સંધ્યાકાળ થાતાં, બાગમાં ફરવા જતી;
કામી જનોની સાથ તે અનુરાગ બહુએ બાંધતી.
એક દિન સંધ્યા સમે, શાન્તિપતિ ફરવા ગયો.
પાછી ફરે છે મોહિની, ત્યાં માર્ગમાં ભેટો થયો.
ચંચળ મળ્યાં એ ચાર નયનો, ચમકી ત્યાં વિજળી ગઈ;
બન્ને હૃદયના ઉપર એની અસર બહુ જાદુઈ થઈ.

ભાન ભૂલ્યાં ઉભયને સમજી ગયાં સહુ સાનમાં;
વળી પત્ર ફેંકી મોહિની, ચાલી ગઈ બહુ માનમાં.
પત્ર ઉંચકી ઝડપથી ને યુવક એકાન્તે ગયો;
સમજી જઈને સાર એનો ચિત્ત આનંદિત થયો.

( ગઝલ )

( પત્રની નકલ )

જીવન આધાર છો મ્હારા, કદિ ના ભૂલશો પ્યારા!
વિરહનાં દુઃખ હરનારા, કદિ ના ભૂલશો પ્યારા!
દિવસ ને રાત તરફડતી, તમારે માટે હું રડતી
ભર્યાં છે દુઃખના ભારા, કદિ ના ભૂલશો પ્યારા!
વિરહનો તાપ દે તાવી, બધું યે ભાન ભૂલાવી;
દયા દાસી તણી લાવી, કદિ ના ભૂલશો પ્યારા!
તમોને જોઈને વ્હાલા, પીધા છે ઈશ્કના પ્યાલા;
રીસાઈ દૂર શું ચાલ્યા, કદિ ના ભૂલશો પ્યારા!
જપું છું આપની માળા, બની છું દીન બહુ બાળા;
તમે છો આંખના તારા, કદિ ના ભૂલશો પ્યારા!
લગાવો સ્નેહની ચાવી, મધુરો પ્રેમરસ લાવી;
પ્રણય સુખ લૂંટી લૂંટાવી, કદિ ના ભૂલશો પ્યારા!
અમારું આ હૃદય ઠરશે, તમોને આશીષો મળશે;
મનુષ્યનું વૃક્ષ પણ ફળશે, કદિ ના ભૂલશો પ્યારા!
તમે જાણો ચિઠ્ઠાનો છો, રહું પાડોશમાં પ્યારા;
ખરે ના નાખજો ખારા, કદિ ના ભૂલશો પ્યારા.

હમેશાં આ સમે વ્હાલા, મ્હને મળજો અહીં આવી;
તમે ગુરુ બની આવો, કદિ ના ભુલશો પ્યારા.

[ વિષમ હરિગીત ]

લેખકઃ—

આ પત્ર વાંચી યુવક એ, અંતરમહીં વિહ્વળ થયો,
ચંચળ જીગરને શાન્ત કરવા, મદ્ય પીવા એ ગયો;
હૉટલમહીં બેસી અને, બૉટલ બધી પુરી કરી;
આરોગી માંસાહારને, ચિંતા ન પાપતણી જરી.
દશ વાગતાં આવાસ પોતાના તરફ પાછો ફરે;
શાન્તિ બીચારી રાંધીને, રસ્તો અરે જોયા કરે.
નિજ સ્વામીનું દર્શન થતાં, બહુ હર્ષ અંતરમાં થયો;
દુર્ગંધ મુખથી આવતાં, આનંદ સહુ ઉડી ગયો.
વસ્ત્રો ઉતારી ભુખ નહિ કહી શયનગૃહમાં એ વળ્યો;
પણ પત્ર પેલી મોહિનીનો વસ્ત્ર માંહી રહી ગયો.
શાન્તિ બહુ ઉદાસ બનીને, રાતભર ભુખી રહી;
અંતરતણી પીડા બહુ પણ કોઈને કહેવાય નહી.
બીજો દિવસ ઉગ્યો મુશિબતમાં વખત તો ના જતો;
ક્ષણ કાળ પણ એ યુવકને યુગ જેટલો છે લાગતો.
ચંચળ હતું નિજ ચિત્તને એ કોર્ટમાંહી ના ગયો;
સંધ્યા થતાં એ વસ્ત્ર પહેરી બાગને માર્ગે વળ્યો.
આતુર હૃદયથી શોધ કરતો, સર્વ સ્થળમાંહી ફર્યો;
પણ ક્યાંય તેને મોહિનીનો, ના અરે પત્તો મળ્યો.
દર્શન થયું ના મોહિનીનું, હૃદય નિસાસા મૂકે;

અંતર વિચારે પ્રેમદા, ના વાયદો આપી ચુકે.
સાહસિકા સુંદરી વ્યભિચારિણીને ભય નહિ;
લજ્જા મૂકી જ્યાં વેગળે, ત્યાં કોઈનો છે ડર નહિ.
પંદર મિનિટ વીત્યા પછી, એ મોહિની આવી મળી;
દર્શન થતાં દિલદારનું, આશકતણી ચિંતા ટળી.

[ ગઝલ ]

મોહિની:—

હૃદયસ્વામી પિયુ પ્યારા, તમે આધાર છો મ્હારા;
હવે આ દેહ પર વ્હાલા, સકળ સત્તા તમારી છે.
નજર મળતાં હૃદય ફૂલે, બની છું દાસી વિણમૂલે;
પિયુજી પ્રેમના ઝૂલે, સદા ઝૂલાવનારી છે.
જીવનના પ્રાણ ઉપવનમાં, પ્રણયના કુંજકાનનમાં;
વિરહ મીઠડાં વિલાસનમાં, તમારી તો પથારી છે.
મળ્યાં બેદિલ હતાં ન્યારાં, સીંચ્યા સ્નેહે કનકક્યારા;
હૃદયના આસને પ્યારા, બિરાજો અર્જ મ્હારી છે.
મળી આ ચાર આંખ્યો ને વહ્યાં શાં પ્રેમનાં ઝરણાં,
હૃદયના તાર સંધાયા, અજબ કેવી ખુમારી છે!
શરણુગત સેવિકા જાણો, તમારી કિંકરી માનો;
તમારી મીઠડી વાણી, મ્હને તો પ્રાણ પ્યારી છે.

યુવક:—

લગાડી પ્રેમની લગની, અજબ વ્યવહાર ત્હારો છે;
પ્રિયા પ્રાણેશ્વરી પ્રમદા પ્રીતિનો માર્ગ ન્યારો છે.

રસિકા ને નવેલી છે, હ્રદયનો હાર છે વ્હાલી;
જીગરમાં તું રમે શાણી, જીવનના તું સીતારો છે.
ભુલીને ભાન દુનિયાનું, કિતાબો ઇશ્કની લીધી;
ન પરવા પત્નીની કીધી, પિયુ દિલદાર ત્હારો છે;
હ્રદય ત્રિજોરીની ચાવી, પ્રિયા તુંજને દઈ દીધી.
સમર્પણ છે અમારું સહુ, તું વિણ અવતાર ખારો છે.
સુતાં કે બેસતાં ઉઠતાં, સ્મરણ ત્હારું ન ભૂલાશે;
ન સુરત દૂર એ થાશે, અમારો એ ઇજારો છે.
અમારા તનબદનની ઓ, સલુણી આમ બાબત છે,
ન દિલપર કંઈ રહ્યો કાબૂ, ફકીરી હાલ મ્હારો છે
દીપકપર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ,
અનલહક બોલતો મનસુર, જીગરમાં ઇશ્ક ધાર્યો છે.
મઝા મીઠી ખુમારીમાં, ખુમારી ઇશ્ક જામોમાં,
ખુમારી ને ખુવારી હો, અમોને ભેખ પ્યારો છે.
પડે પગલાં અમારાં જ્યાં, તમારી રાહદારી હો,
ફકીરીની નથી પરવા, અજબ બસ સ્વાદ ભાવ્યો છે.
ભર્યું અધરોષ્ઠમાં અમૃત, લબેલબ આ મિલાવા દે;
થશે જો ઝેર ના પરવા, ન પીને કો ધરાયો છે!

( વિષમ હરિગીત )

લેખક:—

બન્ને ભૂલ્યાં છે ભાનને, મોહી રહ્યાં છે માનમાં
અધરો ચુમે આલિંગતાં નહિ છે જરાયે ભાનમાં.

નિશા થતી ને વખત વીતતો, પ્રેમક્રીડા એ કરે;
છુપાઇ પાછળ ઝાડીમાં, દર્શન અહા કોઈ કરે !
પિતા હતો યુવતી તણો, કન્યા તરફ જોયા કરે !
એ પાપ જોઇ પુત્રીનું, ક્રોધ અંતરમાં ભરે.
આંખમાંથી અગ્નિવૃષ્ટિ, ક્રોધ અપરંપાર છે,
કંપી રહ્યું છે તન બદનને, રોષનો ના પાર છે.
ક્ષણ કાળ દર્શનને કરી આવી ઉભો આગળ અરે.
દર્શન કરી નિજ તાતનું ને, મોહિની મનમાં મરે,
મનમાં વિચારે શું કરૂં ને ક્યાં જઈને રક્ષા કરૂં,
ધરતી ધરે જો સ્થાન તો તેમાં હવે પુરઈ મરૂં.
લજ્જા તણું ના સ્થાન ને, આ પાપ સહુ ખુલ્યું અરે !
ક્ષણ કાળમાંહી માનવીનું હાય શું કિસમત ફરે !
દિંગ્મૂઢ બન્યો તો યુવકને, શક્તિ નહિ નાશી શકે ?
નિજ કાળ સ્હામો જોઇને, દુર્ભાગી ક્યાં ભાગી શકે ?
સરકી ગયો એ એક બાજુ, બંધ છૂટા ત્યાં થયા;
અકળાયલા એ બાપના મુખમાંથી બોલ સરી પડયા.

**મોહિનીનો પિતા—**

ધિક્કાર છે તુજ જાતને, ધિક્કાર ત્હારી માતને.
ફિટકાર છે તુંજને સદા, કમજાત પાકી તાતને
જન્મી જગતમાં નાશ પામી, કેમ નહિ આ આપદ ?
કુળવંશનું અભિમાન પણ મનમાં ન રાખ્યું ત્હેં જરા

ભણુતર ઉપર પાણી ફર્યું ને ધર્મ ધોયો ત્હેં અરે!
નિજ શિયળ અર્પી અન્યને, ને પાપ તું આવું કરે.
જોઈ શકું ના હું જરા, આંધો બનાવો ઈશ મ્હને;
કોને બતાવું મુખ હવે, લઈ જાઓ આ જગથી મ્હને.

**લેખકઃ—**

આંસુ સરે છે વેગથી, અફસોસ અંતરમાં કરે;
ક્ષણુ કાળમાંહી ક્ષોભ ત્યજીને, ક્રોધને અંતર ધરે.
જોઈ યુવકના મુખ તરફ, ગંભીર થઈ એ ઉચરે;
ઘનઘોર વાદળમાં વસી, જ્યમ વિજળી ચમકયા કરે.

**મોહિનીનો પિતાઃ—**

લંપટ તને ધિક્કાર છે, તું પાપનો અવતાર છે;
માનવ નહિ શયતાન તું આ પૃથ્વી ઉપર ભાર છે.
નિજ પત્નીની પરવા નહી, હયવાન છૂટો હું કરૂં;
લજ્જા થકી જીવતો મૂકું નહિ તો છૂટો કદિ ના કરૂં,

**લેખકઃ—**

ઉઠયો યુવક ને શ્વાસ મૂકયો, આ સ્થળે ઉદ્ધારનો;
જોયું ન પાછું યે જરા, ભય લાગતો તો મારનો.
પત્ર પેલો મોહિનીનો વસ્ત્રમાંહી છે રહ્યો,
કપડાં તપાસે ધોબી ત્યાં એ ભેદ તો ખુલ્લો થયો.
પત્ર વાંચ્યો શાન્તિએ ને, પાપ પકડયું નાથનું;
વાંચે વિચારે ને રડે, દુર્ભાગ્ય દારૂણ નાથનું;
શાન્તિને આરામ નહિ ને, ના જરાયે ચૈન છે;

દિલ એ બીચારીનું અરે, બહુ દર્દથી બેચેન છે.
મનમાં વિચારે શાણી કે પતિદેવ કયમ સુધરી શકે ?
બગડી સુધારે કોણ બાજી, કોણ ટોકીને કહે?
એ ધર્મ મ્હારો કર્મ મ્હારૂં, ફર્જ મ્હારી છે સદા;
સહધર્મિણી પતિ ના સુધારે, સુધરે નહિ એ કદા.

( ગઝલ )

શાન્તિઃ—(સ્વગત)
સગુણી સુંદરી શાણી, પતિને તો સુધારે છે;
ફરજ પોતા તણી જાણી, જીવનનું નાવ તારે છે.
બની પ્રબળ અહા અબળા, જીવનજ્યોતિ જગાવે છે;
દઈ ઉપદેશ શાસ્ત્રોનો, વચન વેદો શિખાવે છે.
ધરે છે ધર્મની મૂર્ત્તિ, હૃદયમાં પ્રેમરસ પુરતી;
સ્મૃતિનું જ્ઞાન ના ભુલતી, નવી સૃષ્ટિ બનાવે છે.
અમારી આર્ય અબળાઓ, લીલા સાવિત્રના જેવી;
અને દમયંતી દેવી સહુ, ધરમ સ્ત્રીનો બતાવે છે.
બતાવો માર્ગ મ્હારો પણ, મ્હને કિરતાર ઓ પ્યારા;
ભલે હો એ ગમે એવા, છતાં હું એમની દારા.

( વિષમ હરિગીત )

લેખકઃ—
રાત પડી ને ઘેર આવ્યો, ભાન ના જરીયે મળે;
ખાતો લથડીઆં ને કુટાતો બારણે અથડી પડે.
મસ્તક કુટાતાં ભુવકએ, નિજ આંગણામાંહી પડે;
વાગ્યું બહુ નિજ ભાલમાં ને લોહીની ધારા વહે.

આવી મળ્યાં સહુ લોક ત્યાં, ને પેલા એ જોયો બધો;
નાટક થતું પણ ટિકિટ ના, જાણું પછી અફસોસ શો ?
કો સ્નેહીએ ઘરમાં જઇને, વાત શાન્તિને કહી;
આવી ઉભી એ નાથ પાસે, આંસુથી આંખો ભરી.
પાસ જાતાં વાસ આવી, સમજી ગઈ સહુ સારને;
ઘરમાં લઇ ગઈ સ્વામીને, ને એ જીવનઆધારને.
એ સ્નેહીઓની મદદથી, સેવા સુશીલા બહુ કરે;
બહાર ઉભાં લોક સહુ, નિંદા ગમે તેવી કરે.
કોઇ કહે દારૂડીઓ, ને કોઇને મન રમત છે;
આબરૂમાં લાય લાગી, લોકને મન ગમત છે.
ટોળું વિખેરાયું અને, શાન્તિ બધે ફેલાઇ રહી;
ડૉકટર પધાર્યા ગાડીમાં ને, શાન્તિએ પીડા કહી.

( ગઝલ )

શાન્તિઃ—

ગમે એવા નઠારા પણ, છતાંયે નાથ મ્હારા છે;
બુરા હો કે ભલા તો પણ, મને એ પ્રાણપ્યારા છે.
લુલો કે લંગડો સ્વામી, સતી તેને પૂજે નામી;
ભજે છે એકને પામી, જીવનમાં જોડી જે જામી.
દવા દઇને તમે ડાકટર, બચાવો નાથ આ મ્હારા,
નથી પૈસા મ્હને પ્યારા, પ્રિયે છે એક એ સ્વામી.
નથી દશ બારની પરવા, હું છું તૈયાર સહુ ધરવા;
પતિને માટ પણ મરવા, ગણું ના એમની ખામી.

( વિષમ હરિગીત )

ડાકટરઃ—

ચિંતા કરો ના બ્હેન મ્હારાં, શાન્તિ અંતરમાં ધરો;
લોભી નથી કે લાલચુ, મરજી પડે તે ફી ભરો.
મટશે દિવસ બસ ચારમાં ને, દર્દ આ ગંભીર નથી;
ડરશો નહિ દિલથી જરાયે, રહેજો સદાયે ધીરજથી.

લેખકઃ—

દિન ચાર તો વીતી ગયા, ને દર્દ સઘળું દૂર થયું;
આવ્યો જીવનમાં જીવ ને, બહુ સુખ શાન્તિએ ધર્યું.
ઇચ્છા કરીતી નાથને, ઠપકો બહુએ આપવા;
આવી ઉપાધિ ને પડયા છે, ચાર દિન તો કાપવા.
ટેવ પડી જે ના ટળે, છોને તિરસ્કારો મળે;
દાઝવાની ના જગ્યા ત્યાં, ડહામ ક્યાંથી કહો પડે ?
દારૂડીઆના કસમમાં, ના કોઇને વિશ્વાસ છે;
લીધી પ્રતિજ્ઞા વચન દીધાં, બે ઘડીની આશ છે.
કીધી પ્રતિજ્ઞા શાન્તિ પાસે, વ્યસનને પરણામ છે;
સમજતી મન શાન્તિ કે, તેને નહિ આરામ છે.
દિન બે ગયા આવી રીતે, ને તૃતીય દિન એ જાય છે;
પીધા વિના એ યુવકને, ના ચેન દિલમાં થાય છે.
હોટલ મહીં જઇને અરે, કાળું કીધું નિજ કર્મનું;
ચકચુર થઇ આવ્યો ઘરે, નહિ ભાન છે કંઇ વચનનું.
દારૂડીઆ ના સમજતા કે, ભેદ ખુલ્લો થઇ જશે;
આવે બુરી એ વાસ, કોઇ રીતથી ના દૂર થશે.

આં વાત જાણી શાન્તિ સ્વામી પાસ આવી ઉભી રહી;
ટેબલ ઉપરના લેમ્પની, જ્યોતિ બહન પર છાઇ રહી.
આરામ ખુરસી ઉપર બેસી, ચિરૂટ એ ફુંકતો હતો,
સન્નારીનાં શબ્દો શીખામણ, ધ્યાન ના ધરતો હતો.

**શાન્તિઃ—**

જે વસ્તુથી હાનિ થતી, રે હાય હિંદુસ્તાનની;
જાતાં પ્રતિષ્ઠા માનને, ના ટેવ એ અભિમાનની.
હે સ્વામી મ્હારા ધ્યાન છોડો એ સુરાના પાનનું;
ગૌરવ વધારો આપનું ને, આર્યભૂમિ સંતાનનું;
મંત્ર ગુરૂજી શીખવે તે, ધ્યાન તો ધરતા નથી.
જે ટેવ પાડી છે બુરી, પાછા જરા ફરતા નથી;
જે સુરાથી થાય છે નિસ્તેજ મુખમુદ્રા અરે!
એ ઝેર કયમ પીવું ગમે, અંતર વિચારો ના કરે!
સંપતિ જાયે વિદેશે, લોહી ચુસે દેહનું;
નિજ ધર્મ જાયે જે થકી, તે પાન છે શું સ્નેહનું!
છોડો હવે વિનતિ કરું, હું નાથ જોડી હાથને;
કરગરૂં છું આપને, સંસારના શિરતાજને.
ત્યાગી વિદેશી વસ્ત્રને, ખાદી હવે અંગે ધરો;
કંગાલ હિંદુસ્તાનનો, કંઈ ખ્યાલ અંતરમાં કરો.
અન્ન ને આ વસ્ત્રવિણુ, બેહાલ સહુ સંતાન છે;
પરદેશીઓના જુલ્મથી, હયરાન હિંદુસ્તાન છે.
પહેરી વિદેશી વસ્ત્રને, વિદેશીઓ પોષ્યા કરો;
પરવા નહિ છે ભાઇની, ને પેટ બીજાંનાં ભરો.

( ગઝલ )

વિદેશી વસ્ત્ર ધાર્યા ને, ખુવારી કેમ છે કીધી;
નથી એ વસ્ત્ર પણ બંધન, બની તલ્વાર બેધારી.
હુન્નરો હાડ ચુસીને, વહાવી લોહીની ધારા;
બન્યાં વસ્ત્રો અહિંસાનાં, છતાં છે કેમ એ પ્યારાં ?
જીવન ચુસ્યું ભૂમિનું આ, રહી ના હાથમાં પાઈ;
લુંટે છે આવી રીતે હા, બુરી બ્રિટાનિયા બાઈ.
કપટનાં રૂપ ધારીને, બહુરૂપી બની આવી;
ધરી વેપારનાં નામો, ગુલામી આખરે લાવી.
વિચારો જુલ્મ દેશીના, જુલમ પંજાબના પ્યારા;
સતીઓનાં શીયળ લૂંટી, કર્યાં છે કંઈક નોધારાં.
ચલાવ્યા તાપમાં નાગા, ન પાપોથી રહ્યા આઘા;
રીબાવી રોવડાવીને, વહાવી લોહીની ધારા.
કહી રક્ષક થયા ભક્ષક, નથી કંઇ ન્યાયની પરવા;
લઈને ન્યાયનાં નામો, જુલમ અન્યાય બહુ કરવા.
વિચારી દિલમાં વ્હાલા, વકીલીને તમે છોડો;
અસહકારી થઈ પુરા, વિદેશી બંધનો તોડો.
ખિતાબો ના ગણો પ્યારા, ગુલામીના બધા લેખો;
ગુલામીને પિયુ ત્યાગી, ફરજને આંખથી પેખો.

( વિ૦ હરિગીત. )

**લેખક:—**

વચન સુણીને પ્રેમદાનાં, ખ્યાલ બહુ મનમાં કરે;
શબ્દો સતીના હૃદયમાં, ઉંડા બહુ સાલ્યા કરે.

આંસુ આવ્યા નયનમાં, અફસોસ અંતરમાં કરે;
ઉત્તર તરીકે મુખથી ના, શબ્દ એ ઉચરી શકે.

જોઈ સતીનું તેજ એ, તેનું હૃદય સમજી શક્યો;
મનમાં વિચારે આજ સુધી મોહમાયામાં પચ્યો.

( ગઝલ )

યુવકઃ—

ખરે છે ભુલ બહુ મ્હારી, વચન ત્હારાં ખરાં માનું;
વિદેશી વસ્ત્રની હોળી, કરી ત્હારું કહ્યું માનું.

પચ્યો હું પાપમાં પુરો, બુરાઈથી બન્યો બુરો;
પ્રિતે પરનારમાં શૂરો, જીવનનું નાવ હું જાણું.
સતી તું સદ્‌ગુણી શાણી, પતિ ભજતી પ્રભુ જાણી.
શિખામણ તેહની વાણી, બધી મ્હેં છે ખરી માની.

[illegible]ને ભાન દુનિયાનું, ભર્યા મ્હેં પાપના પુંજો;
સતી સ્ત્રીઓ તણી કીર્તિ, [illegible] આ દેશમાં ગુંજો.
ભલેને જીવ જાયે પણ, વચન મ્હારું નહિ ફરશે;
ગની ગાફિલ મુસાફિર ને, નહિ એ પાપમાં વળશે.

ભુલો મ્હારી કબુલું છું, ક્ષમા તું આપજે શાણી;
ઉતારી વસ્ત્ર વિદેશી, ધરૂં ખાદી પ્રિયે માના.
શરાબીની ખુમારીમાં, ન કરવાનાં બહુ કીધાં;
સતી સંતાપીને શાણી, દુઃખો તુજને બહુ દીધાં.

હવે ચાલો જઈ રહીશું, નદીતીરે પ્રિયા મ્હારી;
અને આશ્રમતણી વસતિ, હવે તો લાગતી સારી.
ચલાવી રેંટીયો બન્ને, સુતરના તાર કાઢીશું;
જપીને મંત્ર મોહનના, પ્રભુ સેવા બજાવીશું.